હોલિકા સંમેલન કમિટી,

મુંબઈ.

૧૯૧૪.

હોળીના ઉત્સવને માટે નાના
છોકરાઓને ગાવાનાં

# ગીત.

મુંબઈ.

---

કિંમત અડધો આનો

---

મુંબઈ વૈભવ પ્રેસ.

# હોલિકાસંમેલન જનરલ કમિટીનાં
# પદ્યો.

## અમ્હે તો ભારતનાં સંતાન

(ગુણવંતી ગુજરાત, અમ્હારી ગુણવંતી ગુજરાત—એ લય)

ભારતનાં સંતાન, અમ્હે તો ભારતનાં સંતાન,
ઊંચા ઊંચા સ્થાન, અમ્હારા ઊંચા ઊંચા સ્થાન.

બીભત્સ ચેષ્ટા, અપશબ્દોના નવ શોભે તોફાન,
સુધરેલી દુનિયામાં અમને મેળવવા છે માન. અમ્હે તો.

વસન્ત-ઉત્સવ હુતાશનીનો ધરશે સુન્દર સ્વાગ,
અનિષ્ટ-સંશોધન કરી કરીને થશું શુદ્ધ સર્વાંગ અમ્હે તો.

સભ્ય પ્રજાને શોભે એવા થાશે અમ આનન્દ,
તનને પોષી, મનને પોષી, વિહરીશું સ્વચ્છન્દ. અમ્હે તો.

રાષ્ટ્ર-જીવનની સંશુદ્ધિના શીખશું મોઘા પાઠ,
ઉત્સવ કરશું કૈં કૈં એવા જોશે પ્રભુ સાક્ષાત. અમ્હે તો.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

## ખરી હોળી ! સદા રમજો !

( કવ્વાલી )

રૂઢીના બંધનો તોડી,
પ્રભુતા પ્રેમને જોડી,
સદા સહુ સત્યને ખોળી,
ખરી હોળી ! સદા રમજો !

બની મુરખ ધસો શાને,
ધુમાડાને પકડવાને,
મથો મિથ્યા વદી ભુંડું,
જગત-જાળે જકડવાને.

જગતમાં દુઃખની હસ્તી,
શરાબે–ખેલની મસ્તી,
જીવનમાથી નસાડીને,
ખરી હોળી ! સદા રમજો.

અગર આ દેશને માટે,
તમોને લેશ છે પરવા,
ખરાબી ખેલને છોડી,
મથો સૌ સત્યમાં તરવા.

ફીરાવો ધર્મની માળા,
ઉઘાડી જ્ઞાનના તાળા;
જગાવી ઐક્યની જવાળા,
ખરી હોળી ! સદા રમજો !

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

---

## સાચો હોળી ઉત્સવ.

હોરી.

( ફાગનકે દિન ચાર –એ રાગે. )

આવોને રમવા વસંત,
હિંદ જનનીના બાળક ! આવોને૦ (ધ્રુ૦)

ઉજ્વળ યશ સુઅબીલ ઉડાવો, ( ૨ )
પ્રસરે સકળ દિગન્ત. હિંદજનનીનાં૦ ૧

ભરતભૂમિ અનુરક્ત ભાવનો, ( ૨ )
ધારો ગુલાલ ધીમન્ત ! હિંદજનનીના૦ ૨

કેસરિયો કિંશુક–રસ છાટો, ( ૨ )
જ્ઞાનરૂપી ગુણવંત. હિંદજનનીના૦ ૩

સજો પ્રતિજ્ઞા શુભ પિચકારી, ( ૨ )
ધારી અખંડિત ખંત. હિંદજનનીના૦ ૪

સદ્દગુણ સુમન સુગંધિત માળા, ( ૨ )
હૃદયે પ્હેરો અનંત. હિંદજનનીનાં૦ ૫

નિડરપણાનો નોબત ડંકો, ( ૨ )
ગજવો નભ પર્યન્ત. હિંદજનનીનાં૦ ૬

કુચાલ કાષ્ટની હોળી જલાવો, ( ૨ )
સાચા થઇને સંત. હિંદજનનીના૦ ૭

છિદ્ર સહિત દુર્ગુણ હોળૈયાં, ( ૨ )
હોમો તજીને તંત. હિંદજનનીનાં૦ ૮

સંઘવિ ! સંઘશક્તિને સાધો,
ભલું કરશે ભગવંત. હિંદજનનીનાં૦ ૯

**નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.**

---

## હોળી ઘેલા નહિ બનવાનો બોધ.

હોરી.

( મિત્ર મદનનો વસંત —એ રાગ. )

હોળીઘેલા નવ થાવ, વશ રાખો નિજ તનમન. ( ધ્રુ૦ )
ડફ સુણી ડફર કદી નવ બનશો, લોફર વાણી લબાડી ન ભણશો,
જેથી ઘટે મર્યાદ. વધે ઉન્માદ, અને બકવાદ—
વદાય વદનથી કુવચન. હોળીઘેલા૦ ૧

ઉચ્ચ બની ભાગ પીને ભસે છે, નીચ છતા દારૂ પીને હસે છે,
ગંડુ ગણુ લીલાલ્હેર, દેશશિર કેર, ફિરે ઠેર ઠેર,
નિરખો ઉઘાડી સ્વનયન. હોળીઘેલા૦ ૨

ઉત્સવ બદલ ઉચ્છેદ નીતિનો, ભૂંડા વચન વડે ભંગ પ્રીતિનો,
અક્કલહીણું આનંદ, નફ્ટતા ફંદ, કરે ખળવૃન્દ,
લાજ તજી મારગ અંગણ હોળીઘેલા૦ ૩

ગાંધીને ત્યાંથી ગુલાલ મગાવો, ટેક તિલક નિજ ભાલ લગાવો,
સમજી બનો ગંભીર, વિવેકી વીર, બનો ન બધીર,
સુનોબત વાગે ધનધન. હોળીઘેલા૦ ૪

દેશતણે શિર દુઃખ ધર બ્હારે, સુધરો તમે કાંઇ સાર વિચારે,
પશુ મટી માનવ થાવ, કરીને બચાવ, થશે તો નિભાવ
નિકર તો થાશોજ નિધન. હોળીઘેલા૦ ૫

મદ્ય પી રોજે ન બનો ગાંડા, ગોખલે મતિ ધરી ધન અસો ખાડા,
વેશ તજીદ્યો વિચિત્ર, બનો ને પવિત્ર, સ્વધર્મના મિત્ર,
સુખી કરવાને નિજ જન. હોળીઘેલા૦ ૬

કાદવ રાખ ઉડાડયે શું હોળી ? ગોઠની બીએ ઉજાણી શું બ્હોળી !
સ્વાર્થને હોમો હુતાશ, તજી પર આશ, બનો સ્વપ્રકાશ,
સજો શાન્તિપ્રદ સદ્‌ગુણ હોળીઘેલા૦ ૭

ગુરૂગમ લાલ ગુલાલ ઉડાવો, અબિલ ધવળ યશ ધ્વજ ફરકાવો,
વહુ બેટીની લાજ–રખોપરકાજ, ખરો એ ઈલાજ,
અવર તો મિથ્યા થન થન. હોળીઘેલા ૮

સંઘવિ ! શાશ્વત શાન્તિ ઉપાસો, સદ્‌ગુણી સાચા મન થકી થાશો,
ખોટા તજી દ્યો ખેલ, મુકી મનમેલ, મળે તો મેળ,
બનો ઝટ સુનીતિભાજન. હોળીઘેલા૦ ૯

**નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.**

---

## તોફાન પ્રત્યે તિરસ્કાર.

હોરી.

( શામ રે, મત ડારો પિચકારી —એ રાગ. )

ભાઇ રે ! મતિ ન કરો ભોળી, ભલા રે ! મતિ ન કરો ભોળી. ( ધ્રુ૦ )
કરવો વસંતવિલાસ વિનયથી, પરગજુ કાર્યો ખોળી,
મૂર્ખ વસંતવિનાશ રચે છે, હિતની કરવા હોળી, કુકર્મનો કાદવ ડોળી.
ભાઇ રે ! ૧

નિર્લજ કંઇક નિરંકુશ થઇને, બાંધી તરકટી ટોળી,
રાચે બીભત્સ રસે ખળ નાચે, કરતા ઠાગા ઠોળી, ગટરમાં પટકુળ બોળી.
ભાઇ રે ! ૨

રૂડાં નરનારી કંટાળે, બોલે એવી બોલી,
અબુધ ગણે આનંદ અનીતિમાં, ડાકલી રાખી હોળી, જમ્યા જાણ્યે પૂરણ પોળી. ભાઇ રે ! ૩

ગલીચ ગાન ગુલતાન ઉડાવે, મુખ ઉપર મળા ચોળી,
અબળા પર બળ વાપરવાને, ખાળ ખરાબીની ખોલી, કીચડ ને કાદવ ઘોળી.
ભાઇ રે ! ૪

સુઘડ છતાં અણુઘડ નરનારી, બનીને પરસ્પર ટોળી,
સુગંધ રંગ ગુલાલ અબીલે, નીતિને નાખે રોળી, પાપપંકે રગદોળી.
ભાઈ રે ! ૫

પાડોશી સંગે વહુ ખેલે, સાસુ દિયે રંગ ઝોળી,
ગોઠ લઈ કરે ગમ્મત ડોશી, એ કુટણી અણમોલી, બુદ્ધિની બુદ્ધિ મોળી.
ભાઈ રે ! ૬

પરનર કે પરનારી પરસ્પર, નાખે સુગંધની ઝોળી,
તે પણ સ્મૃતિ વ્યભિચાર ગણે છે, તત્વ વિચારો તોળી, હવે હેઠી મ્હેલો હો
હોળી. ભાઈ રે ! ૭

ખોટી કેળવણી રૂપ ઢુંઢા—રાક્ષસીને ઢ ઢોળી,
બાળી પ્રજાળી દિયો કહે સંઘવી, શુભ બુદ્ધિ કરો બ્હોળી, ધરો દૃઢ ધર્મની
ખોળી. ભાઈ રે ! ૮

**નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.**

---

## હોલિકાનું પતિત અને પુનિત સ્વરૂપ !

( " ત્રિભુવનપતિ તારનાર "—અનુસૂયા નાટક—અથવા " લગ્નાલા જાતો—"
સૌભદ્ર નાટક—નો રાહ )

( ૧ )

હા ! હા ! શુ દુઃખદ દશા હિંદની દિસે !,
ભારતના બાળ શું ? અજ્ઞાનને વિષે !; હા ! હા ! ધ્રુવ.

હોળી સમ પવિત્ર યજ્ઞ, માનવોને કરે જે મગ્ન,
હાસ્ય કરે ત્હેનુ અજ્ઞ, સ્વચ્છંદને વિષે ! હા ! હા ! ૧

વિરૂપ બનીને બહુ, બિભત્સમા મસ્ત સહુ;
પરની બ્હેન દિકરી વહુ શુ, ખેલતા દિસે !, હા ! હા ! ૨

ભંગીને જુગારી થઇ, મૂર્ખ વેશધારી બની;
અંગ રંગ ધુળ અને, નાચમા રીઝે ! હા ! હા ! ૩

સૃષ્ટિના શૃંગાર રૂપ, ઋતુઓનો રસિક ભૂપ,
વસંત વિવેક કૂપ, શુષ્ક કાં દિસે ?. હા ! હા ! ૪

( ૬ )

કોઈની બ્હારી કોઇની ઇસ, કોઇનું ગાડું કરીને રીસ;
દુષ્ટ દૃષ્ટિ સર્વ દિશ, હોળીને વિષે ! હા ! હા ! ૫

ધન ધાન્ય ફળ ને ફુલ, નિપજે નવીન તુલ,
પરાર્થે ન કરે ભૂલ, પ્રભુને મિષે ! હા ! હા ! ૬

પશુ પક્ષી પ્રભુના બાળ, અનાથોની ના સંભાળ,
વસંત યજ્ઞના એ હાલ, હાલમા દિસે ! હા ! હા ! ૭

---

( ૨ )

જો—જો—એ હોલિકાની દશા સુધરશે,
ભારતના બાળનું કલ્યાણ તો થશે જો—જો— ધ્રુવ.

વિલોકી વસન્ત કાળ, સૃષ્ટિનો સૌંદર્ય સાર,
દિવ્ય દંપતિ પ્રેમાળ, હર્ષ હિંદોળે. જો—જો— ૧

ઉત્સવ વસન્ત આજ, પ્રબોધે છે જનસમાજ;
" વધો ફળો ફુલો સાથ, " સૌ અહર્નિશે જો—જો— ૨

ચોરી, જારી, ને જુગારી, દુષ્ટ વ્યસન મારામારી,
કુલેશને કુસંપ બાળો, હોળીને વિષે. જો—જો— ૩

ક્રોધ, અભિમાન, લોભ, દારિદ્રને મોહ ક્ષોભ;
ભસ્મ કરો સૌ વિરોધ, યજ્ઞને વિષે. જો—જો— ૪

વસંતના વિહાર માટે, શુધ્ધ હવા થાવા કાજે,
સર્વ રૂષિરાજે યોજી, પવિત્ર હોળીને જો—જો— ૫

શાન્તિ સુવિનોદ રંગ, પ્રણય સુખને ઉમંગ;
નવીન ઉત્સાહ અંગ, ઉત્સવે થશે. જો—જો— ૬

શુદ્ધિના સંદેશ પ્રેરે, " સ્વાહા આત્મભોગવડે,
જનહિત કાજ બળે, હોળી ભકત તે " જો—જો— ૭

## રાગ–હોરી

( ૩ )

ખીલી વસન્ત સુખદાયી, સૃષ્ટિ રસથી ઉભરાઈ, ખીલી ધ્રુવ.
નવ પલ્લવ પ્રફુલિત મનોહર, વૃક્ષથી વેલી વીટાઇ,
આમ્ર વને મેના કોકિલાની, મધુરી વાણી ગવાઈ;
સુંદરતા રહીરે રેલાઇ–ખીલી વસન્ત— ૧

ચંપો, ચમેલી, કેવડો કેતકી, મોગરોને જુઇ જાઇ,
ડોલરને કંઈ ગુલાબ બ્હેકે, મંદ સુગંધે ધવાઇ !
ભ્રમર ભૃંગ આવ્યા ધાઇ,–ખીલી વસન્ત, ૨

અત્તર અબીલ ગુલાલ અગરજા, સુખદ ફુવારા સોહાઇ,
પરમ પુનિત દંપતિઓ પરસ્પર, પ્રેમરંગે રંગાઈ,
આભુષણની ના નવાઇ,—ખીલી વસન્ત— ૩

સન્મિત્રો સાથે મળીખેલે, નિર્દોષ બ્હેનને ભાઇ,
જ્ઞાન–ગુલાલે ગમ્મત કરતા, સાધી સદા સાદાઈ,
ધરી મન જગની ભલાઇ.—ખીલી વસન્ત. ૪

શિલ્યાચાર સમી પીચકારી, સૌથી શ્રેષ્ઠ મનાઇ,
ભરી ભરી મારો તાકી પરસ્પર, આનંદ મંગળગાઇ;
સુજનતા રહેશે છવાઇ.—ખીલી વસન્ત ૫

શુચી સયમનો ફાગ સુણાવી, સૌને આવી વધાઇ,
મંડપ મહીં શુભ વેદી રચાવો, સુંદર સ્વસ્તિક સોહાઇ;
સુઘડ સમિધા મુકોને ભાઇ.—ખીલી વસન્ત. ૬

કપુર—કર્ત્તવ્યે હોલિકા પ્રકટી, ધૃતચંદનરી ભલાઇ,
આર્જવતા–કસ્તુરીની આહુતિ, શાકરવત–મીઠાઈ;
અનાથોના હાથો સહાઇ,—ખીલી વસન્ત ૭

"જનસેવા" ને "પ્રભુ શ્રદ્ધા" ના વૈદિક મંત્રો વદાઇ,
વસંત–યજ્ઞો વિધિથી રચાશે, વિદ્વાનોની માહી,
ભારતે રહેશે શાન્તિ છવાઇ–ખીલી વસન્ત– ૮

ઇબ્રાહીમ ફતાભાઈનો માળો
સીધી ગલી તા. ૫–૩–૧૪. } પરધુભાઈ વ્હા. શર્મા.

# ચાલાક બાળક મુરખાઓને સમજાવે છે.

રાહ— ( ચંદ્રહાસ ચાલો ચાલો જમવા ભાઇએ )

સુણજો સુણજો શાણા ભાઇ, શિક્ષા સરવસને સુખદાઈ ટેક
બંધ કરો સૌ નિરલજ બકવા, બોલોના બળમાંહી,
શું એથી ફળ હાથ થવાનું, બલ ખોવા વિણુ કાંઇ. સુણજો ૧

આજ પર્વનો દીવસ તો છે મહત્વ મતલબ માંહી,
તે ચૂકી કા ચઢી જાઓ છો, અવળે ચાળે ચાહી, સુણજો ૨

લ્યો રૂડો આનંદ કવિતા, ધર્મ શાસ્ત્રની ગાઇ.
વિવેક નીતિવાનો શાખો, છોડો નિર્લજતાઇ. સુણજો ૩

માનવ દેહ ધરી મુરખાઈ, ઉચ્ચારીએ હલકાઈ
કહો પછી તો નહિં શા માટે, અંબોળાની ઉંચાઇ. સુણજો ૪

વખત જાય છે વહ્યો મજાનો, ભણવા કેસે ભાઇ
મુળ સ્વરૂપ બાજુએ મુકી, ધારી કા નફ ટાઇ સુણજો ૫

છોટી છોટી ઘડી પળોમા આયુષ્ય જાય ઘટાય,
વડાં વડા સુકીત પરમાર્થ, કરવા સમજો કાંઈ. સુણજો ૬

અન્ય કહેતા અટકાવીએ, લાડી લઇ કરમાહી,
બકવા ટાણે બળી જાય. મગજ આપણી રાઇ સુણજો ૭

અચળ ટેક ઈશ્વિર પર રાખી, કામ લાગવુ જોઇ.
વિજય માળ પ્રાપ્તિ કરિ વિશ્વે, વાળ ન વાંકો હોઈ સુણજો ૮

અંબાશંકર એચ યાજ્ઞિક.

---

॥ ओ३म् ॥

(ધીમા ધીમા ચાલો મારા પ્રાણરે–એ રાગ.)

ગાઓ ગાઓ હોળીના ગુણ ગાનરે
જયારે તજીએ કુરીરીને સ્નેહેકરી–આનદ ધરી
લ્યો સુલ્હાણુરે—ગાઓ.

---

૧ એટલે પશુઓ અને ઉંચા અબોલ એટલે ઉંટીયા.

## સાખી.

ઉત્તમ અવસર આજ છે દીપાવવાનીજ દેશ,
પ્રેમે હોમો અગ્નિમાં કામ ક્રોધને કલેશ.

હિંસાથાયે અતિ ઘણી તેનો કરો વિચાર
સ્હાય કરી તેને બનો ગોબ્રાહ્મણ પ્રતિપાળ.

પછી સ્નેહે સુકીર્તિ પ્રસરાપો જને
કરો સેવા બંધુજનની તન મન ધને
વળી શાંતિ પ્રસરાવો આ મંગળ સમે. લ્યો સુલ્હાણુરે—ગાઓ.

## સાખી.

કન્યા વિક્રય દેશમાં કરતો કાળોકેર
બાળલગ્ન મૂળથી તજી માણો લીલાલ્હેર

વિધિહિણ જન બહુજડે કરો દયાધરી પ્રેમ
જ્ઞાન દાનદઇ પ્રીતથી. રાખો કુશળ ક્ષેમ.

સુગંધિમય હુતદ્રવ્ય લઇ કરો યજ્ઞ શુભપેર
વિવિધરોગનો નાશ થઇ થાય પ્રભુની મ્હેર.

આવાં ઉત્તમ વ્રત સ્નેહે આદર જો તમે.
વામી સકળ અશુદ્ધિ સુખ પામો ક્રમે
જેથી શાંતિ શાંતિ આ સૃષ્ટિમાં રમે. લ્યો સુલ્હાણુરે—ગાઓ.

મહાશંકર પુરશોતમ ઉપાધ્યાય

---

## ॥ ओरम् ॥

( શું કહું કથની મારી રાયજ શું કહું કચની મારી—એ રાગ )

દુઃખી થઇ છું ભારી આજ દુખી થઇ છું ભારી,
નહિ સુજ્ઞ જનોએ સભાળી આજ દુઃખી થઇ છું ભારી.

હુતાશનીનુ કારણ સર્વે ભુલી ગયા છો આજે
જેથી કરી છો બુરી દશામા ભટકો છો આ હાલે—આજ૦

કેસર કસ્તુરી ચંદન કાષ્ટો ઘૃતકપુર હુતદ્રવ્ય
મંગળ મંત્રે હોમી સકળને યજ્ઞ કરો ખુબ ભવ્ય—આજ૦

જેના થકી શુધ્ધ વાયુ પ્રસરશે સૌને જે સુખકારી
અનિષ્ટ રોગો નષ્ટ થયેથી આનદ વધશે ભારી—આજ૦

દેહ મનુષ્યનો ઉત્તમ મળીઓ યજ્ઞનો કુંડ તે જાણો
રાગ દ્વેષને અનૃત વાણી સ્વાહા કરી સુખ માણો—આજ૦

ઋષિ મુનિઓનો બોધ ગ્રહીને સત્ય સ્વરૂપને જાણો
સંકટ સર્વેનષ્ટ થઇ મળે અવિચળ શાંતિ પ્રમાણો—આજ૦
કલેશ કુસંપને કામ ક્રોધ વળી લોભ મોહ મદ જ્વાળા
આજ પ્રજાળી રાખ બનાવો જેથી મળે સુખવારાં—આજ૦
આવા પ્રકારે હોળી કર્યેથી ધન, સંપત સુખ વધશે
સજ્જન પુરૂષો ! તમે ભારતના સંકટ સરવે હરશે—આજ૦

મહાશંકર પુરષોતમ ઉપાધ્યાય.

---

॥ ओ३म् ॥

( ખાજા લે લે ખબરીયા હમારીરે—એ રાગ. )

ભુલ્યા ભુલ્યા છો ભારતની હોળીરે
માગો જેથી ભીક્ષા ઝાલી ઝોળીરે—ભુલ્યા૦

ખરી હોળી તણી તો રીત લ્યો ઉરે વિચારી
એ ભારત તણા શિરેથી જે છે રીત વઢારી.
પ્રસરે સૃષ્ટિ સર્વેમા સુખ ભારીરે—ભુલ્યા૦

કરો શુભ યજ્ઞ મોટા પ્રેમથી જન સુખકારી
ખરી હોળી તણો એ સાર ધામે દુઃખ ભારી
શાંતિ શાંતિ વરસાવો શીખ માનીરે—ભુલ્યા૦

મહાશંકર પુરૂષોત્તમ ઉપાધ્યાય.

---

॥ ओ३म् ॥

## પ્રાચીન આધુનિક હોળીની તુલના.

( રાગ હોરી. )

જાગો શું ? મતિ કયા વિસારી ? હિંદુઓની હો રહી હોળી   જાગો શું૦
જાતિ સુધારાનો દાવો કરીને, સભાઓ ભરો બહુ ભારી
વિદ્યા લાજ વિહીન નરનારી, કર્મ કરે અનાચારી
જગતમા હાસી કરાવી.   જાગો શું૦

ધન ધાન્યથી ફળવતી પૃથિવી, કરતી જન ઉપકાર,
નવશસ્યેષ્ટિ યજ્ઞો કરતા ઋષિ મુનિગણ પરિવાર
વેદોના મંત્ર ઉચ્ચારીઃ   જાગો શું૦

કેસર કસ્તુરી સુગંધિત ચંદન, ફળ ફુલ ઘૃત નવ ધાન્ય,
સ્વાહા શબ્દે અર્પતા આહુતિ, પુનિત અગ્નિ માંહ્ય-
યજ્ઞ શિષ્ટ અશન સ્મરીનેઃ   જાગો શું૦

સામગાનથી પ્રભુ મહિમા વળી, સુણુતા વેદવેદાંત
ઉપનિષદોના ગૂઢ રહસ્યે, કરતા ક્લેશો શાંત
સંતોનો સંગ કરીનેઃ જાગો શું૦

મર્મ ભુલ્યા તે મૂળ હોળીનો, ગૃહ્યસૂત્રોની વાત,
રૂઢિએ વળગી રાક્ષસી હોમો, શું નહિ તે જનઘાત ?
જરા દિલ શોચો હરિનેઃ જાગો શું૦

સમિધા સ્થાને સડેલાં ઇન્ધાન, હિંસા ચોરી નાસ,
ગોબર, કુમળા વૃક્ષો હોમી, કરતા ધર્મનો હ્રાસ,
અનાર્યોની રીત ગ્રહીને જાગો શું૦

ઢોલ મૃદંગ સહ બકતા ફાગો, લેતા સોગો અસાર,
પર અબલાને જોતા જુકે, ગર્ધવ નાગા ગમાર
ધર્મના ઢોંગો રમીને જાગો શું૦

લક્ષ્મણ દૃષ્ટિ સીતા પાયે, એ વાલ્મીકી સાખ,
માતા સમ ભાભીને આજે, ચોળે ગંદી રાખ
કુલમર્યાદા ત્યજીને. જાગો શું૦

ઉપદેશતા આચાર્યો પૂર્વે, શમ, દમ, તપ, શીલ સાર,
સ્વૈર ભાવે ભરી પીચકારી, સ્ત્રી અંગોપર ધાર ।
અહહ ! ધર્મ ડુબ્યોરીઃ જાગો શું૦

એ તો સજ્જન બહુ બગડયુ છે, સુધારો નિજ હાલ,
ઋતુ રચક પ્રભુજીનો પ્રેમે, ગાઓ જયજયકાર
ત્રિવિધ તમ તાપો ટળોરી જાગો શું૦

M. D. Modi

---

## હુતાશની કે હોળી ?

(આજ શ્યામ મોહે લીનો–બાંસરી બજાયકે)

ખેલ ખેલે બાળ વૃદ્ધ ને યુવાન સંગે
હર્ષથી હુતાશની તણા લ્હેરંગ અંગે ।–ટેક.
વર્ષનો પ્રસંગ તો વસંતનો ગણાયે,
કેસુડા કુસુમ ને ગુલાલ તો છંટાયે— ૧

ગાન તાન ને પુજન વસંતનાં કરાયે;
શાસ્ત્રનાં કથન મધુર ગીતમાં ગવાયે— ૨
તે છતાં અસાર સારના વિચાર થાયે;
ભ્રષ્ટ વાણીના ઉચ્ચાર હરખે ઉચરાયે— ૩
દેવી જે હુતાશનીનો હોમ તો અપાયે;
અગ્નિ માતના પ્રતાપે શીત કષ્ટ જાયે— ૪
સર્વ વાત ભૂલીને અશુભ કાર્યમાયે,
દીલ દઇ અજ્ઞાન લોક ધુળથી છવાયે !— ૫
લાજ ને વિવેક મૂકી ખુશી ખંતે ગાયે,
ના વડીલની શરમ—ન આપને જણાયે ! ૬
રંગ રાગની રૂડી હુતાશની કે હોળી ?—
આર્ય બન્ધુએ શી આપદા, અરેરે ! વ્હોરી !— ૭
જ્યાં વચન સુબોધના—બિભત્સ શબ્દ બોલે !—
ભારતી ઉદય શું થાય ! ઝેર વેર ખોલે !— ૮
ચેતીને ચતુર ખસી ગયા ઘણાં વિચારો;
હોરી ગાઈ—હોળીને વધાવે નર—નારી— ૯
દેલવાડાકર વદે, દો દીલ દંતધારી,
હોળી છોડી હોરી ગાઓ—મન સ્મરી મુરારી— ૧૦—

---

## ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

### ( ૨ )

### કાફી—હોરી.

સજ્જન-સત સુધાર ?
જમાનો જગ મચાવે !— **સજ્જન.**
આર્ય તણા સંસારી વ્હેમો—રીત રિવાજ રસીલા;
સદઉપયોગ કરે નરનારી, થાય તો લીલા પીળા—
ખરેદીલ રંગ બતાવે— **સજ્જન.**
ફાગણના સૌ ફાગજ ગાતા—તન મન વરદ ગુમાવે !—
ભાવી પ્રજાના હિત બગાડી, સાચા સુખ વીતાવે—
ફકત અજ્ઞાનને ભાવે— **સજ્જન.**

આર્ય ધર્મનાં જે સિદ્ધાંતો-શુદ્ધ-વિશુદ્ધ જણાયે,
મતલબ અંધા-ઉલટા અર્થે, અજ્ઞાની તો ભમાયે-
અપશબ્દો ઉચરાવે- સજ્જન.

ખેલો નાચો કૂદો સંગે, રંગ ઉડાવો રાગે,
રીત અને વિવેક ન ચૂકો, થુંકો ગળવા ન ધાગે-
ચેતો ભાવી પ્રભાવે- સજ્જન.

પ્રાચીન રૂઢી ને વચનોના મર્મ તપાસો સુવિચારે,
નિજ કલ્યાણના માર્ગ મળે બહુ, શાન્તિ ભળે સંસારે-
ભ્રાન્તિ ભાગે સુભાવે- સજ્જન.

---

## ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

### પહાડી ગઝલ.

( સદાસ સારમા સુખદુઃખ સરખા.—એ રાહ )

સનાતન શુદ્ધ વૈદિક યજ્ઞવિધિઓ વિસારી,
ખરૂં ભૂલી ભાનજઇ, આવી પૃથાકંઇ ઓર પાડી
મલિન પદાર્થ સમેત સૌ,
ફેંકે રંગ અપાર;
અસભ્ય શબ્દોચ્યારથી,
કરતારહે સન્માન

હોલિકા આમ ઉજવવાની કદિ રીત નથી,
સનાતન શુદ્ધ વૈદિક યજ્ઞની આરીત તથી.
પૌરાણિક તત્વેકરી,
ભૌક્તિક સુખ બંધાય;
ભૌકિત સુખની આશમાં,
સામગ્રી આ થાય.—

ઉડાડે છાણુમાટી ધૂળ થી શું થાય ? વારૂ !
રસિયાઓ બની હલકાપણું કરવું ન સારૂ !
આ ઉલ્લાસ તણુસમે,
નવ બોલ્યાનું ભાન;
અગણિત જન લડશે પછી;
રસ એશો ઉભરાય !

બની ઘેલાં, થતાં તો લીન, બુરૂં ના જણાયે,
કરી વિપરીત મતિ, કેમ ઘેલું કો થવાયે ?
અધમ તણા સંયોગમા,
જરૂર અધોગતિ થાય;
કરી અકાર્ય અનેક ધા,
ખત્તા પુર્ણ ખવાય.

અનુભવ પુર્ણ છતાં કેમ ભુલી ભાઇ જાઓ ?
ખરા રસ્તે થકી વિફરી ફસાઇકા ભમાઓ ?

સનાતનઃ—

હરગોવિંદ કાનજી ભટ્ટ.

---

૨

# उपदेश.

## લાવણી

( ચાલોને જઇએ દરશન કરવા—એ રાહ )

હોળે મળીને બિભત્સ શબ્દે, હો હો કા સૌ કરી રહ્યા (૨)
છાણુ માટીને ધુળ ઉડાડી, કેફ કરી કાંલડી રહ્યા ! ટેક
લજ્જા નાવે કેમ અરે રે ! બદફેલીનું કા છે તાન ? (૨)
તજો કફોડી રીત અને આ શુભ ઉત્સવમાં રહો ગુલ્તાન ટોળે૦
પાપ રૂપ આ રહેણી કરણી, ફળ આપે બુરૂં ગુણવાન (૨)
પાપરૂપ આ રમત તજીને રમો રમત નિર્દોષ તમામ ટોળે૦
શાતક્રિયાના આજ ઉત્સવે કરવું કેમ ઘટે તોફાન ? (૨)
વગર વિચાર્યાં બૂરાકત્યથો, આખર થાશો સૌ હેરાન ટોળે૦
લાજ, માન, સૌજ શેજ ગતમા નેથાશે પુરૂ અપમાન (૨)
બ્હેન ! ભાઇ ! સૌ બુરા પથને કો આપો દિલથી સન્માન ! ટો૦
રંગ ફેકતા રંગ આવશે પણ ક્ષણભરમા થાશે ઝગ (૨)
ગાળા ગાળી થતા પછી તો, હસ્ત પ્રહાર તણોજ પ્રસગ હોળે૦
વૃદ્ધ, વડિલો, તણી અરે રે! મર્યાદા નવ રાખો લેશ (૨)
કલકીત કીર્તિ કરવામા હાથે કરતા કા જીમ્ખેશ ? ટોળે૦
માનો સુખ પણ દુ ખ છે અ તે ઉત્સવમા ક કાસજ થાય ! (૨)

ચેટાં ટોળે મળી આમશું અપશબ્દોનાં સ્તોત્ર ભણાય ! ટોળે૦
આ ઉત્સવનું રહસ્ય સું છે ? એ જાણીને રહો મગરૂર ( ૨ )
બૂરી આપણી પૃથા પડીતે કાં કરવી ના જાગી દૂર ? ટોળે૦

હરગોવિંદ કાનજી ભટ્ટ

---

## સમજૂ પ્રજામત

### હોરી.

આવી હોળી હવે બહૂ હાની કરેતી ટેક.
ફાગુન માસે ફુલડાં ખીલે, વરતે રૂતુ વસંતી.
તેવી રીતે આલમ સઘળી, હૈડે થાતી હસંતી,
પરન્તુ બને છે કુપંથી. આવી હોળી હવે ૧

છે સજ્જનને સ્નેહ ભર્યાની, અનહદ સૂઆગમંતી,
પણ લજ્જાહિણ લેભાગુ એ, તકરારીને તંતી
બનાવી બહૂના ગમંતી, આવી હોળીહવે ૨

શુભ આશયને ખલગા રાખી અણુ સમજેલ અનંતી.
ચાક ચડાવી મેદની માથે, વિપરીત વાકયો વદતી.
જુલમગારી ઉજવે જયંતી. આવી હોળી હવે ૩

સ્ખભર્યા શુભ કામોત્યાગી, નિર્લજનામે નમતી.
હરદમ હીત ભવિષ્ય પ્રજાના, હાથો હાથે હનતી,
હરાબોળ હાની કરંતી. આવી હોળી હવે, ૪

આવી હોળી અનરથ કરતી. અણુ ઘટતી ઉછલંતી,
પૂર્વે કયાઇ વાચી ન સાંભળી, અદ્‌ભુત દીલ દહંતી,
વિનાશક વ્હેમે વહંતી, આવી હોળી ૫

આર્યવિરો આ લેખે અંતર, ખૂબ થઇને ખંતી,
સુફલ બને તો સહુની ઇચ્છા, અરજી છે એહ અંતી
પ્રભૂ પુર્ણું આપે સુમતી. આવી હોળી હવે ૬

રા. અંબાશંકર એચ યાજ્ઞિક.

